કરીએ—આ વિશ્વ રાષ્ટ્રીયત્વ આખી માનવ જાતિને એકત્ર કરે છે.

(૨) આ રાજાઓ પોતાની સત્તાના જોર પર આપણી ધૂળધાણી કરે છે. આપણને જગતમાં ક્યાંય યુદ્ધ જોઇતું નથી. સૈનિકો સંપનો પોકાર કરો, શાંતતાને માટે પ્રચંડ ગર્જના કરો. તમારાં હથીઆરો નીચે મૂકો, અને ભ્રાતૃભાવના સંબંધથી હાથમાં હાથ મેળવો. આ ક્રૂર રાક્ષસ આપણા વિરોધને ન ગણકારતાં જો પોતાનું બલિદાનજ આપવા ઇચ્છતો હોય તો તેના પર આપણે આપણી બંદુકોથી કેવું હળાહળ ઝેર વરસાવી શકીએ છીએ તે આપણે આખરના સંગ્રામમાં બતાવી આપીએ.*



## પરિશિષ્ટ—૩

રૂશિયા અને ઇરાનના અરસપરસ કોલ કરારોની કેટલીક કલમો ઘણી રમુજી છે. ૨૬ મી ફેબ્રુવારી ૧૯૨૧ ના રોજ સોવિયેટ ઇરાન વચ્ચે જે તહ થયો તેમાં નીચે પ્રમાણે જણાવેલું છેઃ—

"R. S. F. S. R. આજથી જાહેર કરે છે કે વસાહતની સરકારે જે જુલમ ચલાવ્યો હતો, જે જુલમી ધોરણ તેણે અત્યાર સુધી અખત્યાર કર્યું હતું—તે જુલમ, તે ધોરણ આજે નાબુદ થયાં છે. રૂશિયાની એવી ઇચ્છા છે કે ઇરાની લોકો સુખ શાંતિમાં અને સ્વતંત્રતાથી રહે. રૂશિયા જાહેર કરે છે કે અગાઉ થયેલાં તહનામાં, કોલકરાર જેનાથી ઇરાનીઓના જન્મસિદ્ધ હક્ક નષ્ટ થયા છે તે તહનામાં અને કોલ કરારની આજે કાંઇ કિંમત નથી. તે રદ છે. એ સિવાયના રાષ્ટ્રોની સ્વતંત્રતાને જે ધોરણથી ધોકો પહોંચે, જેનાથી તેમનું સ્વાતંત્ર્ય જરા પણ ખંડિત થાય, અને જેનાથી

* 'ચિત્રમયજગત'ના આધારે.

તે રાષ્ટ્રો યૂરોપીઅન લૂંટારાઓ ( Robbers ) ના જુલમ અને લોભના ભોગ થઇ પડે એવું કોઈ પણ ધોરણ રૂશિયા હવે કદિ પણ સ્વીકારશે નહિ. રૂશિયા આજે બીનશરતે આ પ્રમાણે જાહેર કરે છે."

તુર્કી સાથે જે કરાર થયા તે આ પ્રમાણે હતા: " R. S. F. S. R. અને તુર્કીની ગ્રેન્ડ નેશનલ એસેમ્બલી, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની ભ્રાતૃભાવનાનું યોગ્ય રીતે પાલન કરશે. લોકોના સ્વતંત્ર રીતે નિર્ણય કરવાના હક્કને કોઈ પણ પ્રકારનો બાધ આવશે નહિ; તેમજ સામ્રાજ્યવાદીઓ સાથે લડવાનો પ્રસંગ આવતાં ચાલુ મૈત્રિ કબુલ રાખી તેનો બચાવ કરવામાં આવશે.

નીચેનો ઉતારો તો બહુ મઝાનો છે:—

" બંને રાષ્ટ્ર પૂર્વ દેશોના સ્વાતંત્ર્યની ચળવળને અનુમતિ આપે છે, તેમના સ્વતંત્ર્યનો, તેમજ ઇચ્છાનુસાર સહકાર રચવાનો તેમનો હક્ક ઉભય રાષ્ટ્રોને માન્ય છે. બંને બળવાન રાષ્ટ્રો એકમતે જાહેર કરે છે કે પૂર્વસ્થ રાષ્ટ્રોનું સ્વાતંત્ર્ય અમને કબૂલ છે, અને સ્વાતંત્ર્યના અસલ તત્વ ઉપરજ તેને આ રાષ્ટ્રો માન્ય રાખે છે."

જુલમથી ત્રાસ પામેલાં પૂર્વ તરફનાં રાષ્ટ્રો સંબંધી સોવિયેટ યુનિયનના ધોરણ, અને પાશ્ચાત્ય મૂડીદારોના ધોરણ વચ્ચે કેટલો બધો મહત્વનો તફાવત છે તે ઇરાનના પ્રાઇમ મિનિસ્ટરના તેમજ આગા મેકોજાર (જેમણે સોવિયેટ યુનિયન અને ઇરાન વચ્ચે થયેલા તહનામા પર બીજી ઓક્ટોબર ૧૯૨૧ના રોજ સહી કરી હતી તે )ના શબ્દોમાંજ કહેવું ઠીક પડશે:—

" The triumph of the Soviet policy is due to the recognition by Persia of the fundamentel difference in the policies of the Soviet

કરીએ–આ વિશ્વ રાષ્ટ્રીયત્વ આખી માનવ જાતિને એકત્ર કરે છે.

(૨) આ રાજાઓ પોતાની સત્તાના જોર પર આપણી ધૂળધાણી કરે છે. આપણને જગત્‌માં ક્યાંય યુદ્ધ જોઇતું નથી. સૈનિકો સંપનો પોકાર કરો, શાંતતાને માટે પ્રચંડ ગર્જના કરો. તમારાં હથીઆરો નીચે મૂકો, અને ભ્રાતૃભાવના સંબંધથી હાથમાં હાથ મેળવો. આ ક્રૂર રાક્ષસ આપણા વિરોધને ન ગણકારતાં જો પોતાનું બલિદાનજ આપવા ઇચ્છતો હોય તો તેના પર આપણે આપણી બંદુકોથી કેવું હળાહળ ઝેર વરસાવી શકીએ છીએ તે આપણે આખરના સંગ્રામમાં બતાવી આપીએ.*



## પરિશિષ્ટ–૩

રૂશિયા અને ઇરાનના અરસપરસ કોલ કરારોની કેટલીક કલમો ઘણી રમુજી છે. ૨૬ મી ફેબ્રુવારી ૧૯૨૧ ના રોજ સોવિયેટ ઇરાન વચ્ચે જે તહ થયો તેમાં નીચે પ્રમાણે જણાવેલું છે:—

“R. S. F. S. R. આજથી જાહેર કરે છે કે વસાહતની સરકારે જે જુલમ ચલાવ્યો હતો, જે જુલમી ધોરણ તેણે અત્યાર સુધી અખત્યાર કર્યું હતું–તે જુલમ, તે ધોરણ આજે નાબુદ થયાં છે. રૂશિયાની એવી ઇચ્છા છે કે ઇરાની લોકો સુખ શાંતિમાં અને સ્વતંત્રતાથી રહે. રૂશિયા જાહેર કરે છે કે અગાઉ થયેલાં તહનામાં, કોલકરાર જેનાથી ઇરાનીઓના જન્મસિદ્ધ હક્ક નષ્ટ થયા છે તે તહનામાં અને કોલ કરારની આજે કાંઇ કિંમત નથી. તે રદ છે. એ સિવાયના રાષ્ટ્રોની સ્વતંત્રતાને જે ધોરણથી ધોકો પહોંચે, જેનાથી તેમનું સ્વાતંત્ર્ય જરા પણ ખંડિત થાય, અને જેનાથી

* ‘ચિત્રમયજગત’ના આધારે.